श्री तत् [illegible] ात्मने नमः

# સાધુ કે શયતાન?

## નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો


શ્રી દેશી નાટકસમાજ (બ્રાંચ) માટે રચનાર

ઠક્કુર નારાયણ વિસનજી

અમદાવાદ


" અધર્મ સમ નહિ શત્રુ બીજો, ઘો અધર્મને મૃત્યુદાન;
કર્મદુર્ગપર ધર્મપતાકા, ફરકાવો ભારત સંતાન!"

ઠક્કુર નારાયણ.


પ્રકાશક

ઝવેરી ચન્દુલાલ દલસુખરામ ધોળશાજી,

શાન્તિભુવન થીએટરઃ અમદાવાદ.

ડાયરેક્ટર મી. બચુપ્રસાદ મોહનલાલ કેશરિયા

મૂલ્ય ૪ આના.

# પ્રસ્તાવના.

પ્રસ્તુત નાટકનું મૂળ વસ્તુ મારી પોતાની લખેલી અને ઈ. સ. ૧૯૧૧ માં પ્રખ્યાત 'ગુજરાતી' પત્રમાં પ્રકટ થઇને પછીથી સ્વતંત્ર પુસ્તકના આકારમાં પણ પ્રકાશિત થયેલી '**સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન?**' નામક સામાજિક નવલકથામાંથી લેવામાં આવ્યું છે; પરંતુ નવલકથાના અને નાટકના સ્વરૂપમાં કેટલીક ભિન્નતા હોવાથી એ નવલકથાને નાટકનું સ્વરૂપ આપતાં નવલકથામાંની કેટલીક ઘટનાઓને કાઢી નાખવી પડી છે, તેમ કેટલીક ઘટનાઓનું પરિવર્તન કરવું પડયું છે અને કેટલીક ઘટનાઓ નવીન પણ ઉમેરવી પડી છે; એટલામાટે આ નાટક મારી ઉપર્યુક્ત નવલકથા સાથે આદિથી અંત પર્યન્ત સરખાવીને જોવાનું નથી કિન્તુ એક નવીન નાટક તરીકેજ પ્રેક્ષકો તથા પ્રેક્ષિકાઓએ જોવાનું છે, એ નવેસરથી દર્શાવવાની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી. જેવી રીતે મારી લખેલી '**સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન?**' નામક નવલકથા સુજ્ઞ ગુર્જરપાઠક સમુદાયના આદરને પાત્ર થયેલી છે તેવીજ રીતે આ મારૂં લખેલું નવીન '**સાધુ કે શયતાન?**' નામક નાટક પણ જો રસજ્ઞ ગુર્જર પ્રેક્ષકવર્ગના આદરને પાત્ર થશે, તો હું પ્રસ્તુત નાટક લખવાના મારા પરિશ્રમને સર્વથા સફળ થયેલો માનીશ.

આ નાટકને તેના યોગ્ય સ્વરૂપમાં રંગભૂમિપર રજૂ કરવાના કાર્યમાં શ્રી દેશી નાટક સમાજ (બ્રાંચ) ના માન્યવર ડાયરેક્ટર અને મારા જૂના મિત્ર રા. બાપુપ્રસાદે (જયપ્રસાદ મોહનલાલ કંથારિયાએ) જે લાગણી ભરેલો પરિશ્રમ લીધો છે, તેમાટે જો હું મારી કૃતજ્ઞતા ન દર્શાવું તો તે મારી કૃતઘ્નતાજ કહી શકાય. શ્રી દેશી નાટક સમાજ તથા બ્રાંચના માલિક રા. શેઠ ચન્દુલાલ દલસુખરામ ઝવેરી મારા પ્રતિ જે લાગણી ધરાવે છે તેમાટે હું તેમનો

પણ આભારી છું. અંતે જે પરમકૃપાળુ પરમાત્માની કૃપાદૃષ્ટિથી પ્રસ્તુત નાટ્ય લેખનના કાર્યની નિર્વિઘ્ન સમાપ્તિ થઈ છે અને પ્રસ્તુત નાટક રંગભૂમિપર નિર્વિઘ્ન રજૂ થઈ શકયું છે તે પરમાત્માનાં ચરણારવિન્દમાં અનન્ય ભાવથી મસ્તક નમાવી વિજયની યાચના કરી પ્રસ્તુત પ્રસ્તાવનાની હું અહીંજ પરિસમાપ્તિ કરૂં છું.

અમદાવાદ
શાંતિભુવન નાટકશાળા
તા. ૩૦ મી એપ્રિલ
૧૯૨૧ શનિવાર.

ગુર્જર પ્રજાનો નિરંતર કૃપાભિલાષી

**ઠક્કુર નારાયણ વિસનજી.**

---

# "સાધુ કે શયતાન" નાટકનો સંક્ષિપ્તસાર.

નાન્દી

## અંક ૧ લો

**પ્રવેશ ૧ લો—હયદરાબાદમાં મહાત્મા ગોપાલદાસનું મન્દિર**

મંદિરની દીવાલોપર સર્વત્ર 'રાધારમણ' 'રાધાકૃષ્ણ' 'કુંજ-વિહારી' 'ગોપીવલ્લભ' ઈત્યાદિ શબ્દો લખેલા તથા રાસલીલાનાં ભિન્ન ભિન્ન ચિત્રો આલેખેલાં છે; મધ્યભાગમાં મહાત્માનું આસન ગોઠવેલું છે; આસનની બન્ને બાજૂએ મહાત્માના ખાસ બે પાર્ષદો ચામર લઈને ઊભા છે; યશોદા તથા આલમચંદ તેમજ અન્ય ભાવિક ભક્તજનો—સ્ત્રીપુરુષો—નો પણ સારો સમુદાય એકત્ર થયેલો જણાય છે. સર્વ ભક્તો મહાત્માના આગમનની પ્રતીક્ષામાં ઊભાં છે એટલામાં એક પાર્ષદ આવીને મહાત્માના આગમનની સૂચના આપે છે અને ત્યારપછી ટાલિયો ગોપાલ અથવા ગોપાલદાસ મહાત્મા ગળામાં તુળસીની માળા, નાકની અણીથી કપાળના છેડા સુધી તિલકની ઊભી રેષા, નીચે નાગપુરી ધોતિયું અને અંગમાં પીળા રંગનું બારીક રેશમનું પેરણ એ પ્રમાણેના વેશમાં હાથમાં કડતાલ લઈને 'ભજનનો વ્યાપાર કર મન ભજનનો વ્યાપાર' એ ભજનને લલકારતો પ્રવેશે છે અને નૃત્ય કરવા માંડે છે; પ્રેમલા પ્રેમલીઓ બલિહાર થાય છે; હરિસભા જામે છે; હરિકીર્ત્તનની સમાપ્તિ થતાં ભક્તજનો મહાત્માનાં ચરણોમાં દંડવત્ પ્રણામ કરે છે, પ્રસાદ વ્હેંચાય છે અને ભક્તજનો વિદાય થાય છે. માત્ર આલમચંદ તથા

યશોદા રહી જાય છે; તેઓ પોતે નિઃસંતાનહોવાથી પોતાના રૂપિયા બે લાખ મહાત્માને ત્યાં અનામત તરીકે રાખી જવાની ઈચ્છા દર્શાવે છે; મહાત્માની આંતરિક હર્ષભાવના પરંતુ ઔપચારિક નિસ્પૃહા; દંભનું જોવા જેવું દર્શન; અંતે આલમચંદને નિરાશ ન કરવામાટે મહાત્માએ પોતાની સાળી દયામયીને બોલાવી કેવળ પરોપકારમાટે આલમચંદનાં નાણાં સંભાળવાનું સોંપેલું કામ. આલમચંદ અને યશોદાનું જવું; તેમના જવા પછી મહાત્મા આવાં ધર્માંધ અને અતિશ્રદ્ધ પ્રેમલાંની મંદબુદ્ધિનો ઉપહાસ કરે છે અને ત્યાર પછી મહાત્મા ગોપાલદાસ તથા તેની સાળી—ખરી રીતે કાકાની દીકરી બહેન—વચ્ચે તેમનાં પૂર્વચારિત્રોની ચર્ચા અને કિંચિત્ શૃંગાર-ચેષ્ટા સાથે પ્રવેશની સમાપ્તિ થાય છે. સીન ટ્રાન્સફર થાય છે.

**પ્રવેશ ૨ જો—કુલેલી નહેરનો કિનારો**

કુલેલીનો પ્રવાહ વહન કરતો દેખાય છે; અનાથાશ્રમ દૂરથી દૃષ્ટિગોચર થાય છે; સંધ્યાનો સમય છે અને સૂર્યનારાયણ અસ્તાચલમાં જવાની તૈયારીમાં છે. મોહનલાલ રોહિણીને મળવામાટે આવે છે અને રોહિણીને ન જોતાં પ્રેમની મહત્તા વિશે પોતાના વિચારો દર્શાવે છે; એટલામાં રોહિણી તેમજ અનાથ બાળાશ્રમની હિન્દુ તથા મુસલ્માન જાતિની બીજી કેટલીક બાળાઓ હિન્દુ તથા મુસલ્માન જાતિના સ્નેહસંગીતને ગાતી વનભણીથી આવે છે; મોહનલાલ છુપાય છે; સંગીતની સમાપ્તિ પછી બીજી બાળાઓને અનાથબાળાશ્રમમાં જવાનું કહીને રોહિણી મોહનલાલની વાટ જોતી ઉભી રહે છે અને આતુરતા દર્શાવે છે. મોહનલાલ તથા રોહિણીનો મર્યાદાપૂર્ણ શૃંગારમય વાણીવિનોદ અને પરણવામાટેની પ્રતિજ્ઞા. રોહિણીમાં આસક્ત થયેલા લુચ્ચા લાલચંદનો પ્રવેશ; પરંતુ મોહ-

નલાલને જોઇને તેનું છુપાઇ જવું. મોહનલાલનું વિદાય થવું અને ત્યારપછી લાલચન્દની રોહિણી પાસેથી પ્રેમયાચના. રોહિણીનો યોગ્ય વાદ અને લાલચંદ પ્રતિ તિરસ્કાર; લાલચન્દનો તેનાપર બળાત્કાર કરવાનો વિચાર એટલામાં લાલચંદના હસ્તથી ધર્મભ્રષ્ટ થયેલી પરંતુ ધર્મપરાયણા અને શૂરા સીતાનું આગમન, તેના આગમનથી રોહિણીનો પાપીના પંજામાંથી ઉદ્ધાર; સીતાએ લાલચન્દના શિરપર વર્ષાવેલો ધિક્કાર અને જો તે ભરણપોષણની વ્યવસ્થા ન કરી આપે તો તેનાં પાપોને પ્રકાશમાં લાવવાની તથા મારી નાખવાની બતાવલી ભીતિ; તેમનો કેટલોક ગરમાગરમ વિવાદ: સીતા લાલચંદને મારી નાખવાને તૈયાર; સીતાની હાર અને લાલચન્દની સીતાને મારી નાખવાની તૈયારી; એટલામાં સરદાર હુમાયૂનના તમંચાની ગોળીથી લાલચંદ ઘાયલ થાય છે; હુમાયૂન સીતાને બચાવેછે; પૂલપર મહાત્મા ગોપાલદાસ, દયામયી તથા બે પાર્ષદો આવી લાગે છે, રોહિણી પણ પૂલપર ઉભેલી છે; સર્વનું આશ્ચર્ય અને ટેબ્લો.

**પ્રવેશ ૩ જો—(વિધવા વૃન્દાના મહાલયનો એક ભાગ**

અત્યંત ધનાઢ્ય પરંતુ પરિવાર વિનાની તથા નિઃસંતાન વિધવા વૃન્દાના કેટલાક વૈરાગ્યદર્શક વિચારો અને તેનો શોક. તે શોકાવૃત્ત દશામાં નિમગ્ન છે એટલામાં ટાલિયા ગોપાલ અથવા મહાત્મા ગોપાલદાસનું આગમન. મોટી વહૂ વૃન્દા અને દીયરજી મહાત્માનો કેટલોક વાર્ત્તાલાપ અને દીયરજીની કેટલીક વિલક્ષણ ચેષ્ટાઓ. દીયરજીનો મોટી વહૂને 'અવળે અસ્તરે' મૂંડવાનો પ્રયત્ન, પરંતુ પ્રયત્નમાં નિરાશા; મહાત્માનું જવું અને વૃન્દાની મહાત્માને હવે પોતાના ગૃહમાં કદાપિ ન આવવા દેવામાટેની પોતાના અનુચરોને દાસીદ્વારા આજ્ઞા. રોહિણીની પાલક માતા વૃન્દા જ હોવાથી

અને રોહિણીને હવે તેણે બાળાશ્રમમાંથી બોલાવી લઇને પોતા પાસે રાખેલી હોવાથી રોહિણીનું વૃન્દાના ગૃહમાં દર્શન. મહાત્માના જવા પછી દાસીનો વિધવાની દુર્દશા વિશે શોક.

**પ્રવેશ ૪ થો—સરદાર હુમાયુનનો બંગલો**

સરદાર હુમાયૂને સીતાને પોતાના એક જૂદા બંગલામાં લાવીને રાખી છે; તે બંગલાનો આગળનો ભાગ જમણી બાજૂએ દેખાય છે; બંગલાના બહારના ભાગમાં બગીચો છે અને બંગલાના પાછળના ભાગમાંથી નીકળી ડાબી બાજૂએ સિંધુ નદીનો પ્રવાહ વહન કરતો જણાય છે ને નદીમાં નૌકાઓ આવતી જતી દૂરથી દેખાય છે. બગીચામાં મખમલથી જડેલાં કોચ તથા કુરસીઓ આદિ ફર્નીચર ગોઠવેલું છે. સીતા બંગલામાંથી નીકળી બગીચામાં આવી દુઃખદર્શક ઉદ્‌ગારો કાઢે છે અને પોતાની નિરાધાર અવસ્થા વિષે દુઃખ દર્શાવે છે; એટલામાં પાછળથી આવીને હુમાયુન તેના ઉદ્‌ગારો સાંભળી તેને આશ્વાસન આપે છે; સીતા હુમાયૂનને પોતા સાથે પરણવામાટેનો આગ્રહ કરે છે; પરંતુ સાચો મુસલ્માન હુમાયૂન આવ લગ્નો હિન્દુ અને મુસલ્માનોની ધર્મની લાગણીને દુઃખવનારાં હોવાથી અને કોઇની લાગણી દુઃખવવી એ મુસલ્માની ધર્મની વિરુદ્ધ હોવાથી તેની એ માગણીનો અસ્વીકાર કરે છે અને છેવટે સીતાને તેના ધર્મનું ભાન કરાવી તેને પોતાની ધર્મભગિની તરીકે સ્વીકારે છે. હુમાયૂનના જવા પછી નિરાશ સીતા બંગલાની સીડીપરથી સિંધુ નદીમાં આત્મહત્યા કરીને મરી જવામાટે ભૂસ્કો મારે છે; એક દાસ તથા એક દાસી બંગલામાંથી બહાર નીકળતાં સીતાને નદીમાં પડતી જુએ છે; દાસીના હાથમાં ફાનૂસ છે; સીતા પ્રવાહમાં તણાય છે, તેઓ જોઈ રહે છે. ટેબ્લો.

પ્રવેશ ૫ મો—મહાત્માના બગીચા પાસેનો માર્ગ—

પોતાના બગીચામાં જવામાટે નીકળેલો મહાત્મા ગોપાલદાસ પોતાના ભાગ્યની પ્રબળતા વિશે આનન્દ દર્શાવતો પ્રવેશ કરે છે એટલામાં હૉસ્પિટલમાંથી નાઠેલો લાલચંદ રોહિણીપર બળાત્કાર કરવાના અને સીતાને મારી નાખવાના વિચારો દર્શાવતો આવી લાગે છે. સીતા સિંધુના જળપ્રવાહમાંથી મહાત્માના હાથમાં આવેલી હોવા છતાં મહાત્મા તે ભેદને છુપાવે છે અને રોહિણી વૃન્દાના ગૃહમાં હોવાનું જણાવીને જો તે રોહિણીનું હરણ કરવાને તૈયાર હોય તો તેના એ કાર્યમાં સહાયતા આપવાની ઈચ્છા દર્શાવે છે; કારણ કે, વૃન્દાએ મહાત્માને પોતાના ગૃહમાં આવતો અટકાવેલો હોવાથી તે વૈરનો બદલો વાળવાનો મહાત્મા પોતાને આ ઉત્કૃષ્ટ પ્રસંગ મળેલો માને છે. રોહિણીના હરણની યોજના, લાલચંદનું પ્રયાણ અને મહાત્માનો આનન્દ.

પ્રવેશ ૬ ઠ્ઠો—વૃન્દાના મહાલય પાસેનો બગીચો

વસન્તઋતુ વર્તમાન હોવાથી પુષ્પવૃક્ષો તથા પુષ્પલતાઓ નાનાવિધ તથા નાનારંગીય પુષ્પોના ભારથી નમેલાં અને શોભતાં દેખાય છે. રોહિણી પુષ્પવસ્ત્ર પરિધાન કરી વસન્તદેવીના વેષમાં વિરહવેદનાને વ્યક્ત કરતી પ્રવેશે છે. રોહિણીના મુગ્ધા નાયિકાને છાજતા વિરહોદ્ગાર; સખીઓનું આગમન અને તેમનો રોહિણી સાથે વિનોદાત્મક શૃંગારવિનોદ; મોહનલાલનું આવવું, રોહિણીનાં રીસામણાં, પ્રેમી મોહનલાલની નમ્રતા અને અંતે મનામણાં. મોહનલાલ તથા સખીઓના જવા પછી રોહિણીનું બગીચામાં શયન; લાલચંદનું ચાર બદમાશો સાથે આવવું અને ક્લૉરોફૉર્મની સહાયતાથી રોહિણીહરણના કાર્યની સમાપ્તિ.

પ્રવેશ ૭ મો—પર્વતમાંની ભયંકર ગુહા

મહાત્મા ગોપાલદાસે જે ભયંકર ગુહામાં સીતાને રાખેલી છે તે ગુહામાં સીતાના ઉદ્ધારમાટે નોકરના વેષમાં રહેલો સરદાર હુમાયૂન મહાત્માની દુષ્ટતાનું દર્શન કરાવવામાટે દયામયીને ગુપ્ત વેષમાં લઈ આવે છે અને જો મહાત્મા બીજી સ્રીમાં પ્રેમ રાખનારો હોય, તો તેની પાસેથી વૈરની ભયંકર વસૂલાત કરવાની દયામયી પ્રતિજ્ઞા કરે છે. દયામયી છુપાય છે; હુમાયૂન એક કોટડીમાંથી સીતાને બહાર કાઢે છે; સીતા પોતાની દુર્દશા વિશે શોક કરે છે અને ત્યાર પછી મહાત્મા ગોપાલદાસ પોતાના બે પાર્ષદો સાથે આવી લાગે છે. મહાત્માના સીતાને ભ્રષ્ટ કરવામાટેના પ્રયત્નો ચાલે છે; પણ સીતા પોતાના ધર્મમાં દૃઢ રહેવાથી મહાત્મા તેનાપર બળાત્કાર કરવાની અણીપર આવી લાગતાં અવગુંઠનવતી દયામયી પ્રકટ થાય છે અને તે મહાત્માને સીતાપર બળાત્કાર કરતો અટકાવે છે. મહાત્મા તથા દયામયીનો ધર્મ તથા અધર્મ વિષયક સંવાદ અને અંતે દયામયીપર હાથ ઉપાડવાની મહાત્માની તૈયારીને જોઇને હુમાયૂનનું વચ્ચે પડવું. હુમાયૂન તથા મહાત્માની ગરમાગરમ તકરાર, મહાત્માનો હુમાયૂનને મારી નાખવાનો વિચાર; પરંતુ હુમાયૂનની પિસ્તોલ તથા દયામયીની તલ્વારથી મહાત્મા અને તેના પાર્ષદો લાચાર અને સતી સીતાનો મહાત્માના પંજામાંથી ઉદ્ધાર! દેખાવ.

---

## અંક ૨ જો

પ્રવેશ ૧ લો:—વૃન્દાનો મહાલય

મહાત્મા તથા તેની સાગી દયામયીએ પોતાના કામગોના

જવાબ ન આપવાથી તેમજ જોઈતા રૂપિયા ન મોકલવાથી હયદરાબાદમાં આવેલાં દીવાન આલમચંદ તથા યશોદા વૃન્દાને મહાત્મા ગોપાલદાસના હાથે પોતાના ઠગાઈ જવાની વાત જણાવે છે અને વૃન્દા કોઇ પણ ઉપાયે મહાત્મા પાસેથી તેમની બે લાખ રૂપિયાની મિલ્કત કઢાવી આપવાનું વચન આપે છે. ત્યાર પછી મોહનલાલ ડિટેકિટવ કુંજવિહારી સાથે આવી લાગે છે અને રોહિણીને હરી જનાર લાલચંદ છે અને મહાત્મા ગોપાલદાસની સહાયતાથી રોહિણીનું હરણુ થયું છે એ વાર્તા વૃન્દાને કહી સંભળાવે છે. વૃન્દા મહાત્માપર વધારે કોપાય છે. કુંજવિહારી તથા મોહનલાલ જીવના જોખમે પણ રોહિણીને બચાવવાની પ્રતિજ્ઞા કરી રવાના થાય છે અને વૃન્દા મહાત્મા ગોપાલદાસના સર્વનાશની પ્રતિજ્ઞા કરે છે.

**પ્રવેશ ૨ જો—ગામબહારના ખેતરમાં એક ઝૂપડી**

ગરીબ વિધવા ગોદાવરીની કન્યા કરુણા એક ફાટેલી ગોદડીપર સૂતેલી છે, ઝૂપડીનાં બારણાં બંધ છે અને ગોદાવરી પાસેથી ભાડું વસુલ કરવામાટે નીકળેલો ટાલિયો ગોપાલ પોતાના બે પાર્ષદો સાથે અજાણ્યા માણસમાં વિશ્વાસ રાખવાની મૂર્ખતા વિશે વાતચીત કરતો પ્રવેશે છે અને ગોદાવરીને ન જોઇને તેને શોધવામાટે જાય છે. ત્યાર પછી ગોદાવરી પોતાની દુર્દશા વિશે શોક દર્શાવતી આવે છે; કરુણા અન્નની યાચના કરે છે; પુત્રીને ભૂખના દુઃખથી મરી જવાની અણીપર આવેલી જોઇને ગોદાવરી પોતાનાં રક્ત તથા માંસથી પુત્રીની ક્ષુધાને શાંત કરવાને તૈયાર થાય છે; પરંતુ એટલામાં ટાલિયો ગોપાલ આવીને તેને આત્મહત્યા કરતી અટકાવે છે અને ભાડું ચૂકવી આપ્યા પછી મરી જવાનું જણાવે છે. ગોદાવરીની અત્યંત કરુણાજનક દશા અને મહાત્માની પૈશાચિક નિર્દ-

બતાનું હૃદયદ્રાવક તથા ધૃણાકારક દૃશ્ય ! મહાત્માની હૃદયહીનતાને જોઈને ગોદાવરીની ઉન્માદિની જેવી અવસ્થા. વિધવા વૃન્દાનું પોતાની દાસીઓ સાથે આવી લાગવું અને દાસીદ્વારા મહાત્માને ભાડાના રૂપિયા આપીને ગોદાવરી તથા કરુણાને પોતાના આશ્રયમાં લેવાની વૃન્દાએ દર્શાવેલી ઉદારતા. ધનના ઉપયોગના આદર્શ માર્ગનું દર્શન અને ગરીબોના ઉદ્ધારથી દેશકલ્યાણની સૂચના.

**પ્રવેશ ૩ જો—શરીફ બદમાશોની કલબનું મકાન**

શરીફ બદમાશોની ક્લબના જે મકાનમાં રોહિણીને લાવીને રાખવામાં આવી છે તે મકાનમાં આજે ક્લબના શરીફ બદમાશ મેમ્બરોને લાલચંદે પાર્ટી આપેલી હોવાથી તેમાટેની તૈયારીઓ થઈ ચૂકી છે. શરૂઆતમાં લાલચંદ તેને એક નવી નાટક મંડળીમાં માસિક રૂપિયા બસેંની નોકરી સાથે રૂપિયા પંદરસોની રકમ ઍડવાન્સ મળેલી હોવાથી પાપના વિજયના વાવટાને ફરકાવતો અને આનંદ દર્શાવતો આવી લાગે છે; ત્યારપછી તેના મહાત્મા ગોપાલદાસ તથા બીજા દોસ્તો પણ આવે છે અને મદિરાપાન તથા વેશ્યાનાં નૃત્યગાન આદિનો રંગ જામે છે. પાપ વિશે મહાત્માના વિલક્ષણ વિચારો. મદિરાપાન તથા વેશ્યાના નૃત્યગાનની સમાપ્તિ પછી કલબના મેમ્બરો વિદાય થાય છે અને લાલચંદ રોહિણીને બીજા ઓરડામાંથી બોલાવી પ્રથમ પોતાના પ્રેમને સ્વીકારવામાટે સમજાવે છે, પરંતુ રોહિણી કોઈ પણ ઉપાયે નથી ચળતી એટલે તેનાપર બળાત્કાર કરવાની તૈયારી કરે છે; અચાનક ડિટેક્ટિવ કુંજવિહારી મોહનલાલ તથા પોતાના સિપાહીઓ સાથે આવી લાગે છે; લાલચંદ તમંચો લઈને તેમની સામો થાય છે; પણ અંતે પકડાઈ જાય છે, મહાત્મા ગોપાલદાસ આવે છે અને રંગને બદલાઈ ગયેલો

જોઇને પોતે પણ લાલચંદથી બદલાઈ જાય છે. ધર્મનો વિજય અને રોહિણીના ઉદ્ધારથી પાપનો પરાજય !

**પ્રવેશ ૪ થો—હુમાયૂનના મહાલયનો એક ભાગ**

હુમાયૂનની બીબી ગુલંદામના મનમાં પોતાના પતિના સીતા સાથેના પવિત્ર પ્રેમના સંબંધમાં શંકા ઉદ્‌ભવેલી હોવાથી તે પોતાની બાંદી દિલારા સાથે એ વિષયની ચર્ચા ચલાવતી પ્રવેશ કરે છે. નારીજાતિના શંકાશીલ સ્વભાવનું દર્શન. અચાનક હુમાયૂન તથા સીતાને આવતાં જોઈ ગુલંદામ અને દિલારા છુપાઈને દૂર ઊભી રહે છે; સીતાની પોતાને કોઈ પણ ઉપાયે લાલચંદ સાથે પરણાવી આપવામાટેની હુમાયૂનને પ્રાર્થના, સીતા તથા હુમાયૂનની પવિત્રતાનો સાક્ષાત્કાર; હુમાયૂને લાલચંદને છોડાવીને તેની સાથે સીતાને પરણાવી આપવાનું આપેલું વચન અને હિન્દુ જાતિની સ્ત્રીઓ વિશે તેના આ પ્રમાણેના ઉદ્‌ગાર:—

" રહી જળવાઇ છે જે આબરૂ કે આજ હિન્દૂની;
ટકી મોટાઈ સાથે કૈંક છે જે લાજ હિન્દૂની;
નથી ટૂટી જરા પણ ધર્મની જે પાજ હિન્દૂની;
જગતમાં નીતિઓની નીતિ છે સરતાજ હિન્દૂની;
સબબકે હિન્દુ નારી ધર્મપંથે ચાલનારી છે;
ખરી જો હિન્દુની ઇજ્જત ગણો તો હિન્દુ નારી છે! "

તેમની આ પવિત્રતાના સાક્ષાત્કારથી પોતાની શંકાનું નિરસન થતાં ગુલંદામ પોતાના અપરાધની પતિ પાસેથી ક્ષમા માગે છે; હુમાયૂનનો બનાવટી કોપ, પ્રેમકલહનું દર્શન અને અંતે આદર્શ દંપતીના પ્રેમકલહનું મધુર ચુંબનમાં શમન !

**પ્રવેશ ૫ મો—વૃન્દાના મહાલયનું બાહ્ય સિંહદ્વાર**

વૃન્દાના બે દ્વારપાલોનો આજકાલના બદલાયલા જમાના વિશે કેટલોક સંવાદ અને ત્યાર પછી મહાત્મા ગોપાલદાસનું પોતાની ભજનમંડળી સાથે આવી આવી લાગવું. મહાત્માનો મહાલયમાં જવાનો પ્રયત્ન અને દ્વારપાલોનો તેને અંદર ન જવા દેવાનો પ્રયત્ન. મહાત્મા ગોપાલ તથા દ્વારપાલોની તકરાર અને અંતે ગોદાવરીના આગમનથી એ તકરારનો અંત આવતાં મહાત્માનો મહાલયમાં પ્રવેશ. ગોદાવરીના મહાત્મા વિશે અભદ્ર ઉદ્ગારો અને દ્વારપાલોને મહાત્મા તથા તેની સાળી દયામયીને બહાર ન નીકળવા દેવામાટેની સૂચના.

**પ્રવેશ ૬ ઠ્ઠો—વિધવા વૃન્દાનો મહાલય**

આજે વિધવા વૃન્દાએ મહાત્મા ગોપાલદાસને પોતાની સર્વ સંપત્તિ આપી દેવાનો લોભ બતાવીને પોતાના જાળમાં સપડાવી પાયમાલ કરવાના વિચારથી વકીલ તથા રજીસ્ટ્રાર આદિને બોલાવ્યા છે. આરંભમાં વૃન્દાના પ્રતિહિંસા વિષયક ઉદ્ગાર અને ગોદાવરીની કૃતજ્ઞતા. ત્યારપછી મેહમાનોનું આવવું અને વારાંગનાઓનું નૃત્યગાન. મહાત્મા તથા દયામયીનો વૃન્દા સાથે પ્રવેશ અને તેનો મદિરાપાન તથા વારાંગનાઓના નૃત્યગાન વિશે દંભમય તિરસ્કાર; મહાત્માના પાખંડનું પૂર્ણ પ્રદર્શન. વૃન્દાએ પોતાની સંપત્તિ મહાત્માને આપવાની ઇચ્છા દર્શાવતાં મહાત્માની બાહ્ય નિસ્પૃહા અને આન્તરિક આનન્દભાવના. અચાનક ડિટેક્ટિવ કુંજવિહારીનું સિપાહીઓ સહિત વૉરંટ લઇને આવવું; મહાત્મા તથા દયામયીને વિશ્વાસઘાત તથા સદોષ મનુષ્યાપહારના અપરાધમાટે પકડવાની તેની તૈયારી અને મહાત્માનો લૂલો બચાવ તથા તેની કેટલીક હાસ્યજનક ચેષ્ટાઓ.

અને તે મહાત્માએ જેમની સાથે અન્યાય તથા અત્યાચારયુક્ત વ્યવ-હારો કર્યા હતા તે આલમચંદ, યશોદા, સીતા, રોહિણી તથા કુમારૂન આદિના આગમનથી મહાત્માનાં પાપોનો પ્રકાશ; મહાત્મા તથા દયામયીનો પલાયનમાટેનો પ્રયત્ન; પરંતુ તે પ્રયત્ન નિષ્ફળ થતાં તેમનું પોલિસના હાથમાં પકડાઇ જવું; વૃન્દાનો વિજય અને મહાત્મા મહાત્માનો પરિપૂર્ણ પરાજય. ટેબ્લો.

---

## અંક ૩ જો.

### પ્રવેશ ૧ લો—વૃન્દાનો મહાલય

વૃન્દાએ મહાત્મા ગોપાલદાસને પકડાવીને કોર્ટમાં તેના અપ-રાધો સાબિત કરી જેલજાત્રા કરવાને મોકલાવેલો હોવાથી તેના એ કૃત્યને ભયંકર પાપ માનતા હયદરાબાદના હિન્દુ મહાજનના કેટલાક ગૃહસ્થો વૃન્દાની નિન્દા કરતા પ્રવેશ કરે છે અને વૃન્દાને ન્યાત બહાર મૂકવાની ધમકી આપે છે; પણ વૃન્દા, સીતા, ગોદાવરી તથા રોહિણી તેમની ધર્માન્ધતા તથા અતિશ્રદ્ધાપર ધિક્કાર વર્ષાવે છે અને ગોપાલ જેવા શયતાન સાધુઓપર અપશબ્દોની વૃષ્ટિ કરે છે; એટલામાં 'કિંગ્સ એવિડન્સ' થઇને કોર્ટમાંથી છૂટી ગયેલી અને પછીથી સંન્યાસિની થયેલી દયામયી પોતાની શિષ્યા સહિત ભરત-ભૂમિના પ્રાચીન ગૌરવનું ગાન ગાતી દેશોદ્ધારના કાર્યમાટે વૃન્દા પાસે ભિક્ષા માગવાને આવે છે; વૃન્દા દેશોદ્ધારમાટે રૂપિયા એક લાખ આપે છે અને પોતાના દેશાભિમાનનો સાક્ષાત્કાર કરાવે છે વૃન્દાની યોગ્યતાના આ પ્રમાણથી હિન્દુ મહાજનના સભ્યો પોતાની ભૂલને જોઇ શકે છે અને વૃન્દા પાસેથી પોતાના અપરાધની ક્ષમ

માગે છે; કારણ કે, એ પૂર્વે રોહિણીનાં માતાપિતા આલમચંદ તથા યશોદા છે અને રોહિણીનું તેની બાલ્યાવસ્થામાં ટાલિયા ગોપાલે જ રત્નહારના લોભથી હરણ કરાવ્યું હતું અને તે બાળા વિલક્ષણ સંયોગોમાં વૃન્દાના હસ્તમાં આવી હતી એ ભેદનો સ્ફોટ થઇ ગયેલો હોય છે. અંતે મોહનલાલ તથા રોહિણીના લગ્નની સૂચના અને તે પ્રસંગે પધારવાનું સંન્યાસિની દયામયીને આમંત્રણ અપાય છે.

## પ્રવેશ ૧ લો—હૈદરાબાદનો કારાગાર (જેલ)

જેલમાં પડેલા મહાત્મા ગોપાલદાસ તથા બીજા કેટલાક કયદીઓનો જેલજાત્રાના સંબંધમાં કેટલોક વિનોદાત્મક તથા માર્મિક સંવાદ; ખાવાનો વખત થતાં કયદીઓનું ખાવામાટે જવું અને સંન્યાસિની દયામયીનું મહાત્માને મળવામાટે એક સંત્રી સાથે આવવું. આત્મરક્ષણમાટે સંત્રીનું એક પિસ્તોલ દયામયીને આપીને જવું અને ત્યાર પછી મહાત્માનું આગમન થતાં દયામયીનો તેની સાથે વાર્તાલાપ. દયામયીએ મહાત્માની પાપથી ભેગી કરેલી સંપત્તિ દેશોદ્ધારનાં કાર્યોમાં આપી દીધેલી હોવાથી અને ગોપાલને છોડવવામાટે પ્રિવિકાઉન્સિલ સુધી લડવાની ના પાડવાથી મહાત્મા ગોપાલનો અનિવાર્ય ક્રોધ અને દયામયીને કુહાડીથી મારી નાખવા માટેની તેની તૈયારી; અંતે નિરુપાય થઇને આત્મરક્ષામાટે દયામયીએ કરેલો પિસ્તોલનો ઉપયોગ અને તે પિસ્તોલમાંથી છૂટેલી ગોળી છાતીમાં લાગતાં દયામયીના હસ્તથી પાપાત્મા મહાત્મા ગોપાલનું કૂતરાના મોતે મરણ! સંત્રી તથા કયદીઓનું દોડી આવવું અને આશ્ચર્યચકિત થવું. ટેબ્લો.

## પ્રવેશ ૩ જો—હુમાયૂનના બંગલાનો એક ભાગ

હુમાયૂને પોતાને કાયદાની ચુંગાલમાંથી છોડાવેલો હોવાથી અને તેનો સીતા સાથે લગ્નસંબંધ કરી આપેલો હોવાથી દુષ્ટતાને ત્યાગી સદ્‌ગૃહસ્થ બનેલો લાલચંદ હુમાયૂનનો ઉપકાર માને છે અને હુમાયૂન તેને દેશસેવા કરવાનો ઉપદેશ આપે છે. ત્યારપછી સીતાને આવતી જોઇ હુમાયૂન વિદાય થાય છે. સીતા પતિવિહીના પ્રમદાના અવતારની વ્યર્થતા વિશે ઉદ્‌ગાર કાઢતી પ્રવેશે છે; ત્યારપછી લાલચંદ સાથે તેનું પ્રેમસંભાષણ અને લાલચંદનો સંતોષ. રોહિણી, ગુલંદામ તથા દિલારા આદિ સખીઓ આવતાં લાલચંદ વિદાય થાય છે; પ્રથમ રોહિણી, ગુલંદામ તથા દિલારા વરચેલી સીતાની મશ્કરી કરે છે; પણ જ્ઞાતયૌવના સીતા રોહિણીના શબ્દોને રોહિણીના સંબંધમાં યોજી દે છે અને ગુલંદામ તથા દિલારા પણ તેની સાથે મળી મુગ્ધા રોહિણીનો શૃંગાર વિનોદ કરે છે.

## પ્રવેશ ૪ થો—વૃન્દાના મહાલય સમક્ષ લગ્ન મંડપ

પ્રેમમંગલા રોહિણીનો મોહનલાલ સાથે સંન્યાસિની દયામયીના વરદ હસ્તથી હસ્તમેળાપ અને સંન્યાસિનીના—

" સુખી થાય નવ દમ્પતી, થાય દેશ કલ્યાણ;
વધો બન્ધુતા સ્નેહનું, ભારતમાં પરિમાણ;
દેશહિતૈષિ થજો સદા, ભાવિ આર્ય પરિવાર;
આર્ય બંધુ ભગિની કહો, ભારતનો જયકાર ! "

એ આશીર્વાદ સાથે નાટકની સુખમય પરિસમાપ્તિ.

# નાટકનાં પાત્રો

## પુરુષ પાત્રો

**ગોપાલદાસ**—ટાલિયા ગોપાલ અથવા મહાત્મા ગોપાલદાસના નામથી ઓળખાતો નામનો સાધુ, પણ ખરી રીતે ભયંકર નરપિશાચ અથવા શયતાન.

**આલમચન્દ**—એક ધનાઢ્ય અને વૃદ્ધ શ્રદ્ધાળુ આર્ય ગૃહસ્થ.

**મોહનલાલ**—એક ધનાઢ્ય આમિલ તરુણ; રોહિણીનો પ્રેમી અને પછીથી રોહિણીનો પતિ.

**હુમાયૂન**—એક તરુણ મુસલમાન જાગીરદાર અથવા સરદાર; સીતાનો ધર્મબંધુ અને ગુલંદામનો શૌહર ( સ્વામી ).

**લાલચન્દ**—કુમારી સીતાને ભ્રષ્ટ કરનાર લફંગો આમિલ યુવક: પરંતુ પછીથી ઠોકર ખાઇને ઠેકાણે આવેલો સીતાનો પતિ.

**કુંજવિહારી**—એક ડિટેકટિવ ( છુપી પોલિસનો અમલદાર ).

ભક્તજનો, ગોપાલદાસના પાર્ષદો, હુમાયૂનના મુસાહિબો, શરીફ બદમાશોની કલબના મેમ્બરો, વૃન્દાના દ્વારપાલો, ભજનમંડળીના ભક્તો, વકીલ, રેજીસ્ટ્રાર, હિન્દુ મહાજન મંડળના સભ્યો, કયદીઓ અને સાજિન્દા ઇત્યાદિ.

## સ્ત્રી પાત્રો

**વૃન્દા**—એક શ્રદ્ધાળુ, ધનાઢ્ય અને પવિત્રચરિત્રા હોવા સાથે અતિશય બુદ્ધિમતી આદર્શ આર્ય વિધવા; રોહિણીની પાલક માતા.

**રોહિણી**—બાલમચંદ અને યશોદાની પુત્રી; વૃન્દાની પાલિત પુત્રી અને મોહનલાલની પ્રાણેશ્વરી પત્ની.

**યશોદા**—બાલમચન્દની પત્ની અને રોહિણીની જન્મદાત્રી માતા.

**સીતા**—લાલચંદના હસ્તથી ભ્રષ્ટ થયેલી, પ્રથમ ચળિત સ્વભાવની; પરંતુ પછીથી દૃઢ નિશ્ચયવાળી સતી નારી અને લાલચન્દની ગૃહલક્ષ્મી.

**ગોદાવરી**—એક નિઃસહાયા, દીન અને શુદ્ધચરિત્રા આર્ય વિધવા.

**કરુણા**—ગોદાવરીની કન્યા.

**ગુલંદામ**—હુમાયૂનની શંકાશીલ સ્વભાવની પરંતુ પતિપરાયણા પત્ની.

**શ્યામયી**—ગોપાલદાસની કાકાની દીકરી બ્હેન, એક સમયની મહા પાપિષ્ઠા નારી; પરંતુ પછીથી સંન્યાસિની થઇને દેશસેવામાં જીવન સમર્પનારી આદર્શ કર્મયોગિની.

**કેસર**—વૃન્દાની વિશ્વાસપાત્ર અને સહૃદય દાસી.

**દિલારા**—ગુલંદામની બાંદી.

ભાવિક સ્ત્રીઓ, અનાથ બાળાશ્રમની બાળાઓ, રોહિણીની સખીઓ, વારાંગનાઓ, ભજન મંડળીની ભક્તાણીઓ, વૃન્દાની બીજી દાસીઓ અને લગ્નમંડપમાં નોતરાયલાં સભ્ય સ્ત્રીપુરુષો ઇત્યાદિ.

**સ્થળ**—હયદરાબાદ ( સિંધ ) અને તેની આસપાસનો પ્રદેશ.

---

ॐ तत्सत्परमात्मने नमः

# સાધુ કે શયતાન?

## નાટકનાં ગાયનો

### નાન્દી

આળાપો— ૧

ॐ શ્રી શ્રી પરમાત્મન્ પ્રણમું;
નિખિલ નાયક તું નાથ પ્રણમું;
ત્રિભુવનપાલક તું, વિશ્વંભર, ચાલક, તારક તું;
માયાથી પર, અઘહર, સુંદર, જ્ઞાનધુરંધર,
કાળ દિશાનો તને નહિ બાધ,
છે શક્તિ તારી નિરંતર અગાધ;
અચલ અકલ વિમલ ધામ;
ભક્તજનોનો મનવિરામ;
સફળ કામ કર તમામ;
પદવંદન કરી હું વિરમું—ॐ.

ગોપાલ— ૨

ભજનનો વ્યાપાર, કર મન, ભજનનો વ્યાપાર,
કર મન, ભજનનો વ્યાપાર—
જેમાં ન ખોટ લગાર, જેમાં નફો અપરંપાર,
કર મન, ભજનનો વ્યાપાર—ભજનનો

મૂડી હરિની મૂર્ત્તિ છે, હરિભજન મોંઘો માલ છે;
દુકાન દેવાલય અને જાહેર ખબર કડતાલ છે;
છે તિલક સાઇનબોર્ડ, કંટિ અદ્દલ આ કરમાળ છે;
ગ્રાહક ગુણી છે ભક્ત વિક્રેતા સુસન્ત કૃપાળ છે;
દુકાન આ નરનાર છે, ભગવાનનો દરબાર—કર મન.
લાભો અલભ્ય અનેક છે હરિભજનના વ્યાપારમાં;
ધન્ય ધાન્ય ધામ ધરા તથા નારી મળે સંસારમાં;
આ ભજનના વ્યાપારથી પાપિષ્ઠ પણ પૂજાય છે;
હરિભજનથી અજ્ઞાન અવળે અસ્તરે મુંડાય છે;
ગુરુ મોક્ષનું છે દ્વાર, જેને ભજનનો આધાર—કરમન..

૩

ગોપાલ—
છીન ચલારે મન બંસરીવાલા,
બંસરીવાલા મોરા નંદકા લાલા;
દેખ સખીરી જોરાજોરી;
બીચ ડગર મોરી બાંહ મરોરી;
શામ ચલે કરકે ચિત ચોરી—
વ્યાકુલ મનવા મોરભગોરી—
દેખ સખીરી શ્યામ મુરારી,
ભર ભર મારત હય પિચકારી;
અયસે ઢીટ લંગરસે હારી;
કાહ કરૂં મૈં બાલકુંવારી.

૪

ગોપાલ—દિલજાન મદનની વાડી, તું દારૂ છે કે તાડી;
દિલ દેતી તરત બગાડી, રે ભૂલાવી સાન ભાન;
ભૂલાવી સાન ભાન રે, ભૂલાવી સાન ભાન—

**દયામયી**—શી પ્રેમવારુણી પાઇ, પતિ થયા મટીને ભાઇ;
હું તોય નહીં શર્માઇ, રે ખોયું છે ધર્મ ધ્યાન;
ખોયું છે ધર્મ ધ્યાન રે ખોયું છે ધર્મ ધ્યાન–
**ગોપાલ**—( એ તો દુનિયા એમજ ચાલે છે. )
**દયામયી**—( જહા, દુનિયા એમજ ચાલે છે. )—દિલજાન.
**ગોપાલ**—જ્યાં લગી પ્રેમકી ટોડી, ત્યાં નહીં ભૈરવી ગોડી;
બીજી સગાઇને તોડી, ગાવું છે પ્રેમ ગાન;
ગાવું છે પ્રેમ ગાન રે ગાવું છે પ્રેમ ગાન–
**દયામયી**—જ્યાં પ્રેમ વાંસળી વાગી, ઝટ મદન ભાવના જાગી;
મેં લોક લાજને ત્યાગી, કરિ લીધું પ્રેમપાન;
કરિ લીધું પ્રેમપાન રે કરિ લીધું પ્રેમપાનઃ–
**ગોપાલ**—બાઇ ભાઇની સગાઇ ભૂલી, પ્રેમભોગને લ્યો માણી;
**દયામયી**—જેવો જસલો જોગી છે, તેવી આ માલી મકવાણી–
દિલજાન.

**મોહન**— ૫

સાચો પ્રેમ સાર, માનો, સાચો પ્રેમ સાર;
સુખમય પ્રેમે ભવવિહાર—સાચો.
રતિરસ પુલકિત પ્રેમસર ચિત્તહાર;
નિરખી હરખી ડૂબ્યા.
ભોગી યોગિરાજ—માનો.

**રોહિણી અને બાળાઓ**— ૬

ભલે હો ભિન્ન ભિન્ન અભિધાન;
એક દેહના ભાગ અમે બે હિન્દૂ મૂસલ્માન—ભલે.
દ્વેષભાવનું નામ કહો ક્યાં જ્યાં છે સર્વ સમાન;

ઈશ્વર એક જ નામ ભિન્ન છે રામ અને રહમાન;
સર્વ ધર્મોનું એ ફર્માન;
સ્નેહનું કરેઃ સદા સન્માન—એક દેહના.
હિન્દુ મુસલ્માંના છો ચાલે સ્વતંત્ર ધર્મવિધાન;
હિન્દુ મુસલ્માં છતાં અમારો સ્વદેશ હિન્દુસ્તાન;
અમો એક જ માનાં સંતાન;
અમારૂં બંધુભાવમાં ધ્યાન—એક દેહના.
મત્સર મદિરા ત્યજી કરી લ્યો સ્નેહસુધાનું પાન;
સુખ દુઃખે એકત્ર રહો છે એજ સત્ય અભિમાન;
ભિન્નતા હરનારી છે પ્રાણ;
એકતા કરનારી કલ્યાણ—એક દેહના.

૭

મોહન—અહો બુલ્બુલ આ હૃદયના બગીચાની;
થઇ તું રાણી મનભવનની પ્રિયા ગાની—અહો.
મોહિની—પ્રિય પ્રણયધામ, નયજયલલામ:
તનમન, જોબન, રતિધન;
કુરબાન કરૂં, નહિ માન ધરૂં;
તમને જ વરૂં, ભવ સિંધુ તરૂં;
રસિયા—અહો બુલ્બુલ.

૮

ભૂપાલ—
ભજ કલ્દારં ભજ કલ્દારં કલ્દારં ભજ મૂઢ મતિ;
ઈશ્વર છે કલ્દાર ખરો, કલ્દાર વિના નહિ કોઇ ગતિ—ભજ.
હોય પાસ કલ્દાર કામિની, કલરવ કરતી આવે છે;
'ભલે પધાર્યા પ્રાણનાથ મમ,' કહિ કંઠે લપટાવે છે—ભજ.

હોય કંચ કંગાલ કહે છે હાય નમાલો ધણી મલ્યો;
પીધ્યો ક્યારે જશે મશાણે, બાઈ આ અવતાર બળ્યો—ભજ.
ભ્રાતા ભગિની પુત્ર સુતા સૌ પૈસે પ્રીતિ કરે મોટી;
વસુ વિના નર પશૂ પ્રમાણો કહેવત એ નહિછે ખોટી—ભજ.
વેશ્યાએ બહુ બુદ્ધિ વાપરી, કર્યો એક કલ્દાર ધણી;
ગોપાલે ગુરુ માની વેશ્યા પ્રીતિ કરી કલ્દાર તણી—ભજ.

કેસર— ૯

સદા સંસારમાં માનો, અફળ અવતાર અબળાનો;
પતિનું છત્ર જાતાં ઝેર છે સંસાર અબળાનો. —સદા.
કઠિન વૈધવ્ય વ્રત પાળી, સદાચારે રહે વિધવા;
છતાં લોકો દુરાચારી કરે છે ખાર વિધવાનો. —સદા.
વળી જો હોય રૂપાળી તથા ધનમાલવાળી તે;
નથી તો પાપગર્ત્તાથી કદી નિસ્તાર વિધવાનો. —સદા.
હરામી દુષ્ટ જન કામી નિહાળે છે કુદૃષ્ટિથી;
ભમાવી ભ્રષ્ટ કરિ નાખે નથી ઉદ્ધાર વિધવાનો. —સદા.
ન આવે હાથમાં વિધવા કરે ખોટી બહુ નિન્દા;
ગુરૂ પણ થઈ ગયા ગોલા, વિભૂ આધાર વિધવાનો. —સદા.

કુમાયૂન— ૧૦

બહેન, નહિ ભય ધાર,
મનશોક સંહાર,
ધર ધર્મ સુવિચાર, ત્યજ સર્વ કુવિચાર—બહેન.
થા શાન્ત નિર્ભ્રાન્ત, સુખ દુ:ખ ક્ષણિક માન;
જગતનાથ સ્મરણ સખ, ત્યાગી વિકાર,
મત મૂકો વિસાર—બહેન.

રોહિણી— ૧૧

ગજબ ખીલી જવાની મારી,
રસીલા થઈ દીવાની તારી તારી તારી તારી—ગજબ.

હાય પ્રકટી અનંગ, કરે ચંચળ મન અંગ;
ચહે હૃદય વિરહભંગ, મધુર પ્રેમનો પ્રસંગ-
છબીલા જાઉં વારી વારી વારી વારી—ગજબ.

સેજ સુતી દેખાય, હાય ચિતડું ચીરાય;
રાત રોતાં કપાય, રસે જોબન છલકાય;
મોહન મારા શે રમણી વિસારી વિસારી વિસારી—ગજબ.

૧૨

સખીઓ—રસવતી સખી અલબેલી, તું વરીશ મોહન સંગે;
રતિ ધરી કંથજી સાથે તું રમીશ નવનવ રંગે;
રોહિણી—વિનયને, મન ધરો, મશ્કરી, નહિ કરો;
સખીઓ—નહિ છુપાવ મનના ભાવો;
નય શીખી કયાં સખી આવો;—રસવતી.
વર તરુવર ને તું વેલી;
લપટીને કરજે કેલી:
રોહિણી—મસકરી, આદરી,
સખીઓ—સુંદરી, મદ ભરી;
માણી મદનસુખ ન ભૂલતી અમને;
રોહિણી—મુગ્ધા છું બહુ સતાવશો ન મને—રસવતી.

૧૩

સખીઓ—મીઠો મધુરો રસ વ્હાલા પાશે આ મોહન લાલા;
રોહિણી—અરે જાઓ જાઓ શર્માવો શાને ઠાલાં;
સખીઓ—આનંદે ધારી લે તું કંઠે પતિ બાહુ માળા,
રોહિણી—બાઇહું તો કંટાળી છોડી દો આવા ચાળા;

સખીઓ—એકાંતે રતિરસ ઘોળો,
  તન મન ધન દઇ લઇ પ્રિય રતિદાન;
  સેવ નાથ મુગ્ધા બાળા–મીઠો.

૧૪

રોહિણી—હાંહાંરે દર્શનપ્યારીરે છું દાસીરે રસીલા પ્રેમધામ;
મોહન—હાં હાંરે સુંદર તારીરે છબિ સારીરે પાયો તે મોહજામ;
રોહિણી—અરે હાં નટવર મનહર છો છબીલા મારા સુખકર સુંદર શ્યામ;
મોહન—અરે હાં રસભર અનુપમ છે તું પ્યારી મારી રસમય
તારૂં નામ હાં હાંરે–
રોહિણી—સુભાગી આધાર મારા, તન મનના સ્વામી મારા;
મોહન—પ્રીતીની અમૃત ધારા, શબ્દો શા મધુરા તારા;
રોહિણી—વીણા મીઠી થાઉં હું મન હારી રે પ્રિય સુસ્વર તારા;
મોહન—ગાઉં પ્રેમ સાથે હું ગુણ તારા રે જયકરણી દારા;
રોહિણી—ઘેલા થઇ નારી,
મોહન—પામ્યો રતિ તારી.
રોહિણી—એમ ?
મોહન—હા–

---

## અંક ૨ જો

૧૫

મદાવરા, વૃન્દા, કરુણા અને દાસીઓ—
  લક્ષ્મીનું દ્યો દાન પ્રેમથી થઇ દીનના બેલી,
  કરો દીનનાં દુઃખ દમીને, લીલી આશાવેલી—લક્ષ્મીનું.
  દાન ભોગ ને નાશ જગતમાં, સ્થિતિ ત્રણ ધનની માનો;
  દાન ભોગ જો કરાય નહિ તો, ધનનો નાશ થવાનો—લક્ષ્મીનું

પાત્ર કુપાત્ર વિચાર કરીને, દાન દીનને આપો;
દેશદાઝ જો હોય હૃદયમાં, કષ્ટ દીનનાં કાપો—લક્ષ્મીનું.
ગરીબની છે હાય બુરીજો, રહે ગરીબો રાજી:
થતાં કલ્યાણ સુધરશે, બગડેલી આ બાજી—લક્ષ્મીનું.

**શરીફ બદમાશો** ૧૬

મધુરી મદિરાના પ્યાલા;
છલોછલ છલકાવો લાલા—મધુરી,
ભય સંહારી, બળકારી, પાપોની હરનારી;
થનગન થનગન નાચો, પીને થૈ મસ્તાના;
મનહર છે; સુંદર છે, મદભર છે, સુખકર છે—મધુરી.
જળગંગાનું આ માનો, રસ રંગી મદિરાનો;
નર ત્યાગ કરે જે મદિરાનો,
તે ગણો દીવાનો—થનગન.

**વારાંગનાઓ—** ૧૭

મયઁ તો ગંગાપે કુછકુછ ગઁવાય આઇરે,
બૈની માધોસે નેહા લગાય આઇરે—મયઁ તો.
પ્રાતન ઉઠ મુખમંજન કરકે,
ઝટ ચલ ગંગા નહાય આઇરે,
મયઁ તો ઝટ ચલ ગંગા નહાય આઇરે,
બાંકે બલમાસે નયના લડાઇ આઇરે—બૈની.
દસાસુમેધપર અંગિયા ગઁવાય આઇ;
મનીકનિકાપર સાડી ગઁવાય આઇ;
ભીમચંડીપે લહઁગા ગઁવાય આઇરે,
ફુલવારીમેં જોબન લુટાય આઇરે—બૈની.

સુલંકામ— ૧૮

પતિ ચલિત નાર નિરખી નવિના,
થઇ ભ્રમર પ્રમાણે પ્રેમભિના,
હાં પ્રેમભિના, હાં પ્રેમભિના—પતિ
સુમતીપર છાંય વિકાર તણી;
ભોચો છે ધર્મવિવેકમણી;
આ દુષ્ટ રંગ મગ ભાવિના,
મમ ભાવિના મમ ભાવિના—પતિ.

હુમાયૂન— ૧૯

આવ નારી પ્રાણપ્યારી પ્રેમધારી
સુંદર શ્યામા સુંદર શ્યામા,
મનહરનારી સુખકરનારી
આવ પ્યારી વિમળ વામા વિમળ વામા—આવ.
પતિહિતમાં નિત હર્ષ ધરે છે;
ઉપકાર છે તારો આભાર છે તારો (૨)
ગુણિયલ થઇ ગુણમાંહિ ગવાણી,
મધુર વચન સુણિ અતિ સુખ થાય,
ઉરમાંય ન સમાય, રસમાંય,
હાં હાં હાં—આવ.

આરપાલો— ૨૦

ભારતનાં વાસી જમાનો જેવા જેવો આવ્યો;
નવી નવી ફૅશન ખૂબ લાવ્યો
આખો આ દેશ ભમાવ્યો—જમાનો.
ત્રીસ વર્ષનું ખર્ચ ભોગવી, બાપાએ ખૂબ ભણાવ્યો;
કાઇની વગસગ કોઇને રિશ્વત, નખોદને નોકરી લગાવ્યો;
પગાર રૂપિયા પચાસ લાવ્યો, તેમાંથી સુટ સીવડાવ્યો;

સાઇકલ પણ સાથે લાવ્યો, નાટકમાં જઇને
બાઇ સાહેબે બેલ બજાવ્યો–ઠન ઠન ઠન–જમાનો.
બાપ મુઆને બધો વારસો, ભાઇના હાથમાં આવ્યો;
શેર બજારે દલાલ થઇને, સટ્ટાનો રંગ જમાવ્યો;
નાટક મંડળી કરી હોંસથી, મૉટરે પંપ બજાવ્યો;
ક્યાંયે નહિ જ્યારે ફાવ્યો, દીવાળું ફૂંકી;
નાદારી વાવટો ફરકાવ્યો; ફર ફર ફર–જમાનો.

## ગોપાલ અને ભક્તો— ૨૧

હાંરે દાણ માગે કાનુડો દાણ માગે;
હાંરે એની મુરલીમાં વેણુરસવાગે—કાનુડો.
હાંરે કાન કીયા મુલકનો સુબો;
મારા મારગના વચમાં ઉભો—કાનુડો.
હાંરે કાન કીયા મુલકનો દાણી;
કરે એવી કઠણ ઉચરાણી—કાનુડો.
હાંરે કાન કીયા મલકનો રસીયો;
મારા અંતરમાં આવીને વસીયો—કાનુડો.
હાંરે કાન સૌનો છે અંતરજામી;
અમો ગોપીઓનો એજ એક સ્વામી—કાનુડો.

## વારાંગનાઓ— ૨૨

કદમ તરે આ જાઓ કટીલે કાજર વારી;
કટીલે કાજર વારી નૂકીલે નયનોવારી—કદમ
આ જવાનીમેં હાથ રચાઇ લે;
હાથ રચાઇ લે પાઉં રચાઇલે;
જતિયન મોહે ગુંદાઇ લે;
બાહન મોહે ગુંદાઇ લે પ્યારે,
છતિયન મોહે લગાઇ લે—કદમ.

# અંક ૩ જો

**આમચી—** ૨૩

વશિષ્ટ વિશ્વામિત્ર અંગિરા જમદગ્નિનું જન્મસ્થાન;
શુદ્ધ સનાતન બ્રહ્મતેજથી જે પ્રકાશતી સૂર્ય સમાન;
બ્રહ્મરસે ભીના ઋષિવરનાં જ્યાં ગવાય છે ગૌરવગાન;
તેજ આપણી ભરતભૂમિ આ દિવ્ય અલૌકિક તેજનિધાન;
બ્રહ્મવાદિની ગાર્ગી મૈત્રેયી ને સાવિત્રી સજ્ઞાન;
સીતા તારા દમયંતી દ્રૌપદી નારીકુલકીર્ત્તિનિદાન;
કુલ વધુઓ જ્યાં કૃતાર્થ થાતી ધરી એમનું હૃદયે ધ્યાન;
તેજ આપણી ભરતભૂમિ આ દિવ્ય અલૌકિક તેજનિધાન;
ધર્મભૂમિ ને વીરભૂમિ આ ભારતનું જાળવવા માન;
વીર હાકથી ઉઠો વીર નર કરો શત્રુપર શરસંધાન;
અધર્મ સમ નહિ શત્રુ બીજો દ્યો અધર્મને મૃત્યુદાન;
કર્મદુર્ગપર ધર્મપતાકા ફરકાવો ભારતસંતાન.

૨૪

**ગોપાલ—**વિચારૂં છું બહુ યોજનાઓ ઘણું:
કેમ અહીંથી છુટાય હાવાં;
કેવી રીતે થાય એકે ના ઉપાય;
જેલમાંહિ પાસે ન કાંઇ,
મજૂરી કેમે કરાય હાવાં.

**૧ કયદી—**નીતિ કશાલા કલુષિત કેલી;
બુદ્ધિ આમચી કુઠેય ગેલી;

હાય દાદા હાય:
આતા કાય કસે હોણાર,
કેલા કાહિંચ નાહીં વિચાર,
યદિ નાહીં. શુભ બુદ્ધ:
તેવ્હાં પાવે કશી શુદ્ધિ, જી જી જી-અગ જી જી જી.

**૨ કયદી**—હમ જૈસાં મર્દ હયઁ ચોરી ઓ ખૂન કરતે હયઁ;
કયઁચી રાજસકી હય ઐસા પાકિટ કતરતે હયઁ;
કયદખાનેકો મકાને પિદર સમઝતે હયઁ:
ખસીસે બાર બાર આય હાં ધમકતે યઁ;

**૩ કયદી**—જેલ વૉટ અ સૉરો ઇટિજ ટુ બી ઇન ધિ જેલ:
જેલ જનરલી સ્પીકિંગ અગ્લી ઍન્ડ વર્સ્ટ હેલ;
ઑલ ઇ.જ અર્ટ્ઘી ગૉન;
નૉટ અ બિટ ઑફ ઍની ઇ.જ,
સૅડનેસ કવર્સ હાર્ટ—જેલ જેલ.

**દયામયી**— ૨૫

થયો ચારે તરફ ભવમાં મહાવિસ્તાર માયાનો;
કરે છે નર અને નારી સદા સત્કાર માયાનો—થયો.
થશું પાપી નરકવાસી થતાં સહવાસ માયાથી;
સમજતા તોય કયમ થાતો નથી ધિક્કાર માયાનો—થયો.
નજરથી નિત્ય દેખાયે જગત્સંહારનારી છે;
છતાં કર્મો કરે કાળાં લઇ આધાર માયાનો—થયો.
નથી એ માર્ગ મુક્તિનો, અચલ સુખનું ન સાધન એ;
તથાપિ રમ્ય દેખાતો વિકટ આકાર માયાનો—થયો.

**સીતા** ૨૬

સદા પ્રેમી પ્રણયથી, મનના વિનયથી;
સંસારે થાશે કલ્યાણ—સદા.
સ્નેહસુખની આ લ્હાણ; મળીછે જે સુજાણ;
ટયો માણી જ પ્રાણ, ઉગ્યો આનન્દભાણ;
આ સીતા વેચાણ, લાગ્યા મોહબાણ—સદા

સીતા, ગુલબંદાસ, હિલારા. ૨૬

સેજલડીમાં રસિયો તારી સાથે રમશે;
નાના મોઢે તોયે સ્વામી હૈયે ગમશે—સેજલડીમાં
ઘેલી થૈને રહીશ લપટી,
વિલાસ રતિરાસ, મિઠાશ પતિપાશ:

સેહિણી—ભાઈ કશું એ હું નવ જાણું;
ભોળી શું પ્રેમ પિછાણું:

સીતા ઇત્યાદિ—વાસના અંતરની સ્વાભાવિક જે થાશે,
સ્વામીની તે કરશે સેવા,
પ્રાણને પણ વારી—રસિયો.

---

# જાહેર ખબર

નીચે લખેલાં પુસ્તકો શ્રી દેશી નાટક સમાજનો મુકામ જ્યાં હોય ત્યાંથી અથવા અમદાવાદ તળપદમાં પ્રકાશક પાસેથી મળશે; માટે જે સાહેબોને જોઇતાં હોય તેમણે રોકડી કીંમતથી મંગાવી લેવાં વી. પી. થી પુસ્તકો મોકલાશે નહિ અને નોટપેડ કાગળ સ્વીકારવામાં આવશે નહિ નીચેલખેલાં સર્વ પુસ્તકો ચાર ચાર આનાની કીમતથી મળશે.

| | | |
|---|---|---|
| ૧ પવિત્ર લીલાવતી. | ૬ મોહિનીચંન્દ્ર. | ૧૧ અજિતસિંહ. |
| ૨ અશ્રુમતી. | ૭ સતી દ્રૌપદી. | ૧૨ સતી સુલોચના |
| ૩ વીણાવેલી. | ૮ એવફા બેટી. | ૧૩ સાધુ કે શયતાન |
| ૪ વિજય વિજય. | ૯ સંન્યાસી. | ૧૪ રૂકમણી હરણ. |
| ૫ ઉદય ભાણુ. | ૧૦ સતી પદ્મિની. | |

મળવાનું ઠેકાણું:—
**શ્રી દેશી નાટક સમાજ (પ્રાન્ચ**
**શાંતિભુવન થીએટર—અમદાવાદ.**